॥ ઓ૩મ્ ॥

વન પુષ્પમાળા સં. ૧૪

# મહાન્ બનો

## (સીનોર હાઇસ્કૂલમાં)

પં. જ્ઞાનેન્દ્રજી સિદ્ધાન્તભૂષણે આપેલું વ્યાખ્યાન.

બ્રહ્મચર્ય મહાન્ બનાવે છે.

સંસાર તેના ચરણોમાં શિર ઝુકાવે છે.



પ્રકાશકઃ મહાગુજરાત પુસ્તક પ્રકાશન મંડળ
મરોલી બજાર (જી. સુરત)



મૂલ્ય ૦—૦—૩

# વૈદિક ધર્મના પ્રચાર માટે
## ગૂર્જર ભાષામાં અનુપમ સાહિત્ય

| | | મૂલ્ય |
|---|---|---|
| | નાના બાળકો માટે | |
| (૧) | બાળકોપયોગી ધર્મશિક્ષા | ૦-૨-૬ |
| | સાધારણ બુદ્ધિવાળાં બાળકો માટે | |
| (૨) | જ્ઞાનામૃત ( પ્રથમ ભાગ ) | ૦-૫-૬ |
| | ધર્મજીજ્ઞાસુઓ માટે | |
| (૩) | મૂર્તિપૂજા રહસ્ય | ૦-૦-૩ |
| (૪) | વૈદિક ધર્મની સાર્વભૌમતા | ૦-૬-૦ |
| (૫) | સહશિક્ષણ એક રોગ | ૦-૦-૯ |
| (૬) | આર્ય | ૦-૧-૦ |
| (૭) | રાષ્ટ્રય મહાસભા અને આર્યસમાજ | ૦-૧-૦ |
| (૮) | હૈદ્રાબાદ સત્યાગ્રહ સંગ્રામ | ૦-૨-૦ |
| (૯) | હૈદ્રાબાદ સત્યાગ્રહ સંગ્રામ સાંપ્રદાયિક નહીં હૈ | ૦-૨-૦ |
| (૧૦) | મૃત્યુથી બચવાનો ઉપાય | — |
| (૧૧) | જગદ્ગુરુ દયાનન્દ | — |
| (૧૨) | જનગણના અને આર્યોનું કર્તવ્ય | — |
| (૧૩) | પ્રતાપ જયન્તિ પર (રાજપીપળામાં) આપેલું વ્યાખ્યાન | ૦-૦-૬ |
| (૧૪) | મહાન બનો (સીનોર હાઇસ્કૂલમાં આપેલું વ્યાખ્યાન) | ૦-૦-૩ |


પ્રાપ્તિસ્થાનઃ—

વ્યવસ્થાપકઃ—મહાગૂજરાત પુસ્તક પ્રકાશન મંડલ

પો. મરોલી બજાર (જી. સૂરત)

# મહાન્ બનો

## શિખર પર ચઢતાં શિખો.

ભારતના આજના વિદ્યાર્થીને પૂછવામાં આવે કે તમે ભણીને શું કરશો ? તે ઉત્તર આપે છે કે "હું માસ્તર કે તલાટી બનીશ." અંગ્રેજના નાના બાળકને એજ પ્રશ્ન પૂછશો તો તે કહે છે કે હું શાસન કરીશ. હું રાજ્ય કરવાને માટે જન્મ્યો છું. જેનો ઉદ્દેશ મહાન્ હોય છે તે અવશ્ય મહાન્ બને છે; પરંતુ જેનો ઉદ્દેશ નીચો હોય છે તે ઉન્નતિ કરી શકતો નથી. જે ઉચ્ચ આદર્શનું સેવન કરે છે તે અવશ્ય થોડાઘણો ઉન્નત થશે; પરન્તુ જેનો આદર્શ કાપુરુષ વા મુષક અંજલીના સમાન હોય છે તો તે પોતાના ધ્યેયથી પણ નીચોજ રહે છે. જે પર્વતના શિખર સુધી પહોંચવા ચાહે છે તે પ્રયત્નથી ત્યાં કદાચ ન પહોંચાય તો તેની પાસે તો અવશ્ય પહોંચી જશે; પરન્તુ તે અર્ધે સુધી જવા ચાહશે તો તે તળેટીમાંજ રહેશે. તેથી પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાનો ધ્યેય મહાન્ રાખવો જોઇએ.

**પોતાના પર વિજય મેળવનાર સાચેજ મહાન્ છે.**
**સંસાર તેના ચરણોમાં શિર ઝુકાવે છે.**

મહાન્ બે પ્રકારના હોય છે. પ્રથમ બીજાને દુઃખ આપ્યા વગર મહાન્ બને છે અર્થાત્ બીજાના દુઃખથી દુઃખી થાય છે અને એ દુઃખ દૂર કરવાને પ્રયત્ન કરે છે જેથી મહાન્ બને છે. બીજા પ્રકારના બીજાઓને દુઃખ આપી મહાન્ બને છે–ગરીબોનાં લોહી વહેવડાવે છે, કેટલાંક બાળકોને નિરાધાર બનાવે છે, કેટલીક બ્હેનોને વિધવા બનાવે છે અને મહાન્ બને છે. પહેલા પ્રકારના પુરુષો સંસારને માટે આશીર્વાદરૂપ થઇ પડે છે. જ્યારે બીજા સંસારને માટે શાપરૂપ બને છે. એ બંનેમાં પ્રથમ પ્રકારના શ્રેષ્ઠ

ગણાય છે. ઉદાહરણ માટે મહારાજ યુધિષ્ઠિર મહાન્ હતા. શું તેમની પાસે ધન, ભૂમિ અથવા જન વધારે હતાં તેથી તેઓ મહાન્ હતા? નહીં. શિશુપાળે સ્પષ્ટ શબ્દમાં કહ્યું હતું કે "હું યુધિષ્ઠિરને મહાન્ માનું છું. હું જાણું છું કે તેની પાસે વધારે ભૂમિ, ધન વા લશ્કર નથી પરન્તુ તે ધાર્મિક છે તેથી હું તેને મહાન્ માનું છું." **સંસારનો ઇતિહાસ લખનાર લેખકે અશોકને પણ મહાન્ માન્યો છે. બુદ્ધ, ઈસામસીહ, ડાયોગ્નીજ, સુકરાત, શંકર અને દયાનંદ એ પણ મહાન્ ગણાય છે.** જે બીજા પ્રકારથી મહાન્ ગણાયા છે, તેમાં સિકન્દર, નેપોલિયન આદિ છે. પહેલાપ્રકારના મહાન્ પુરુષોએ દેશો પર આક્રમણ કરી વિજય નથી પ્રાપ્ત કર્યા છતાં પણ મહાન્ ગણાયા છે. યુધિષ્ઠિર અને અશોકને માટે કહી શકાય કે તેમણે દેશો પર વિજય પ્રાપ્ત કર્યો છે. ઇતિહાસના વિદ્યાર્થીઓ જાણે છે કે એ વિજયને કારણે તેઓ મહાન્ ગણાયા નથી; પરન્તુ પ્રાણિઓ પ્રતિ સમાનતાને કારણે વા દયાના વ્યવહારને કારણે તેઓ મહાન્ બન્યા છે. **સમાનતાનો વ્યવહાર જ્યાંસુધી પોતાના પર વિજય પ્રાપ્ત ન કરી લે ત્યાંસુધી નથી બની શકતો.** તેમના અતિરિક્ત બીજા મહાપુરુષો માટે કોઇને બે મત ન હોઈ શકે. તેઓએ તો પોતાના પર વિજય પ્રાપ્ત કરવાથી મહાન્ બન્યા છે. કથિર વસ્ત્રધારી ડાયોગ્નીજે યુનાનના મહાન્ બાદશાહ સામે નિર્ભીકતાથી ઉત્તર આપ્યો હતો. વાસ્તવમાં ડાયોગ્નીજ એ મહાન્ એલેકઝાન્ડરથી પણ મહાન્ કહી શકાય. કારણ કે તેને તેની આવશ્યક્તા પડી. અતઃ સિકન્દર સ્વયં તેની પાસે ગયો હતો એ મહાન્ પુરુષ છે. **પોતાના પર વિજય મેળવનાર સાચેજ મહાન્ છે, અને આખો સંસાર તેના ચરણોમાં શિર ઝુકાવે છે.** એટલુંજ નહિ પરન્તુ બીજા પ્રકારના મહાન્ પુરુષો પણ તેના ચરણોમાં પોતાનાં મસ્તક મૂકી પવિત્ર થયેલા માને છે.

## મહાન્ બનવાની ચાવી બ્રહ્મચર્ય છે.

પ્રિય વિદ્યાર્થી બન્ધુઓ! તમોને એ પ્રશ્ન સ્વાભાવિક ઉત્પન્ન થતો હશે કે પોતાના પર વિજય કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? મહર્ષિ પતંજલિએ લખ્યું છે "**योगश्च चित्तवृत्तिः निरोधः**" અર્થાત્ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો એનું નામ યોગ છે. **યોગ એજ પોતાના પર વિજય પ્રાપ્ત કરવાની ચાવી છે.** જે યોગ કરે છે તે પોતાના પર વિજય પ્રાપ્ત કરી શકે છે. એજ વાત મહારાજ બુધ્ધે કહી છે. મહારાજ શંકર તેમજ મહર્ષિ દયાનન્દે એને પોતાના જીવનમાં ઉતારી છે. તેઓ તો મૂર્તિમાન યોગ હતા. પોતાના પર વિજય પ્રાપ્ત કરવો એનેજ બ્રહ્મચર્ય કહે છે. જે ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરે તે બ્રહ્મચારી છે. અતઃ બ્રહ્મચર્ય વ્રતના વ્રતી બનવાને માટે ચિત્તની વૃત્તિઓનો નિરોધ આવશ્યક છે.

## દૃઢ સંકલ્પની આવશ્યકતા

માણુસ સંકલ્પ વિકલ્પ કરે છે, જે પોતાના વિચારો પર દૃઢ રહેતા નથી તે વિક્ષિપ્ત–અસ્થિર–ગાંડો કહેવાય છે. જે દૃઢ સંકલ્પવાન હોય છે તે મહાન્ બને છે, તેજ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી શકે છે. અતઃ દૃઢ સંકલ્પની આવશ્યકતા છે. બ્રહ્મ-ચર્યને માટે દૃઢ સંકલ્પ આવશ્યક છે. જે ઇન્દ્રિયો વામ–વિપરીત માર્ગ પર જતી હોય તેને વશ કરવાનો સંકલ્પ હોવો જોઇએ અને એ પણ દૃઢ હોવો જોઇએ, જેથી ખરાબ રસ્તે જતી ઇન્દ્રિયોને વશ કરી શકાય છે.

## વીર્યની મહત્તા.

ઇન્દ્રિયોને વશ કરશો તો તમારી શક્તિ અનુપમ રહેશે. જે વીર્યવાન્ છે તેજ શક્તિમાન્ છે. જેણે પોતાની વિદ્યાર્થી અવસ્થામા વીર્યની રક્ષા નથી કરી તે વિદ્યાર્થી ક્ષીણ આયુ બની યુવાવસ્થામાં જ વૃદ્ધત્વને પ્રાપ્ત કરે છે અને જેણે એનો સંચય કર્યો છે તે

વૃદ્ધાવસ્થામાં પણ યુવક રહે છે. ભીષ્મ પિતામહ, દયાનન્દ કે રામમૂર્તિને જુવો, તેઓ વૃદ્ધાવસ્થામાં પણ યુવકોથી વધારે શક્તિ શાળી હતા. ન તો તેમને શરીરનો ધર્મ–વૃદ્ધત્વ, હાડકાંનું વક્રત્વ આદિ સ્પર્શી શકતું નથી. જે ગૃહસ્થો વીર્યનો દુરુપયોગ નથી કરતા, સંયમમાં રહે છે તે ગૃહસ્થને પણ વૃદ્ધાવસ્થા સતાવી શકતી નથી. વીર્યનું મૂલ્ય શું છે એ સમજો! એક મણ ખાદ્ય પદાર્થ ખાવામાં આવે અને તે બધો પચી જાય અને પછી તેનો રસ થાય તો તેમાંથી ૧ શેર લોહી બને છે, અને એક શેર લોહીમાંથી ૨ તોલા વીર્ય બને છે. મનુષ્ય સંયમનો નાશ કરીને આટલી બધી મૂલ્યવાન્ વસ્તુનો દુરુપયોગ કરે છે એવા મનુષ્યો દુર્બળ બની શીઘ્ર મૃત્યુપાશમાં સપડાય છે. ઘણા થોડા વિદ્યાર્થીઓ હશે કે જેઓ પોતાની અમૂલ્ય વસ્તુ–વીર્યની રક્ષા કરે છે. જેઓ એની રક્ષા કરે છે તેની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોય છે. બીજા એક કલાકમાં જે પાઠને યાદ કરે છે તે પાઠ વીર્યની રક્ષા કરનાર ૧૦ મિનિટમાં યાદ કરી શકે છે. અતઃ વિદ્યાર્થીઓએ વીર્યની સતત પ્રયત્ન કરીને પણ રક્ષા કરવી જોઇએ. વિદ્યાર્થીઓમાં હસ્તમૈથુન (Master–Bation) કરવાની કુટેવ પ્રાયઃ જોવામાં આવે છે. એનાથી નિર્બળતા અને યુવાવસ્થામાં વૃદ્ધત્વને પ્રાપ્ત કરી, પોતાના જીવનને હમેશને માટે નષ્ટ કરે છે. તેના મુખ પર પિળાશ, તેની આંખો ઉંડી ચાલી ગયેલી હોય છે. આંખોની ચારે બાજુની ચામડી પર કાળું વર્તુલ બની જાય છે. અને જે વિદ્યાર્થી વીર્યની રક્ષા કરે છે તેની મુખાકૃતિ સુંદર અને દર્શનીય હોય છે.

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ॥** અથર્વ૦

બ્રહ્મચારી (વીર્યની રક્ષા કરનાર પુરુષ) પોતાની શક્તિથી મૃત્યુને પણ પાછું ઠેલે છે.

**राजा राष्ट्रं विरक्षति ॥** અથર્વ૦

રાજા રાજ્યની રક્ષા પણ એનાથી જ કરે છે. અતઃ પ્રેમીભાઇઓ! વીર્યની મહત્તા જાણી તેની રક્ષા કરો.

## વીર્યરક્ષાના માર્ગ.

જેઓ એ રોગના શિકાર બન્યા હોય, તેઓને નીચે જણાવેલા માર્ગોનું અવલંબન ઉપયોગી સિદ્ધ થશે.

(૧) **દૃઢ સંકલ્પઃ** સૌથી પ્રથમ તેણે એ કુટેવ છોડવાને માટે દૃઢ નિશ્ચય કરવો જોઇએ કે હું અવશ્ય એને છોડી દઇશ અને પોતાને મહાન્ બનાવીશ.

(૨) **આલસ્ય ત્યાગઃ** પ્રમાદી થઇને બેસી ન રહે પરંતુ સતત શારિરીક કાર્ય કરતો રહે એટલુંજ નહિ પરંતુ મનને પણ સતત કાર્યમાં જોડે. એટલે સુધી તેમની પાસે કાર્ય કરાવો કે તે બંને થાકીને લોથપોથ થઇ જાય. આ રીતે તમારા મનમાં ખરાબ વિચારો ઉત્પન્ન નહિ થાય. જેથી તમો સ્વપ્ન અને તેનાથી થનારી ક્ષતિથી બચો જશો.

(૩) **આશાવાન્ બનોઃ** એવા વિદ્યાર્થીઓએ નિરાશાનું સેવન ન કરવું જોઇએ; પરંતુ પ્રયત્ન કરતા રહેવું જોઇએ જેથી એવાં કારણો દૂર થાય. અતઃ નિરાશાની ભાવનાને તો સદાને માટે નસાડી મૂકવી જોઇએ. જો નિરાશાને નહિ નસાડો તો તે રોગ વધતો ને વધતો જ જશે જેથી તમારી શક્તિ ક્ષીણ થઇ જશે. એવી ભાવના કરવી જોઇએ કે "હું સારો થતો જાઉં છું. રોગ પણ નાસતો જાય છે. મારી મુખાકૃતિ સુંદર બનતી જાય છે. આવી ભાવનાથી તમોને અવશ્ય લાભ થશે.

(૪) **આહારઃ** આ વિષય પર પણ ઘણું કહી શકાય. આજે તો માત્ર સંકેતજ કરૂં છું કે "જેવા પ્રકારનું ભોજન ખાશો તેવા પ્રકારનું શરીર અને મન બનશે. જર્મનીમાં કહેવત પ્રચલિત છે. "As a man eateth so is he" આપણું શાસ્ત્ર

પણ કહે છે કે "**आहारशुद्धौ सत्वशुद्धिः**" એનો જ અનુવાદ ગૂજરાતીમાં છે કે "અન્ન તેવા ઓડકાર". અતઃ તમારૂં ભોજન શુદ્ધ અને સાત્વિક હોવું જોઇએ. તમે બજારનું ભુસુ વા ભજીયાં ખાઇને વીર્યરક્ષા કરવા ચાહો તો તે આકાશ કુસુમના સમાન છે. અને તેલ, મરચાં, હીંગ, આમલી, માંસ, દારૂ, તાડી આદિના ભોજનથી વીર્યની રક્ષા કરવાના વિચાર ખપુષ્પવત્ છે. અતઃ એવા પદાર્થોનો ત્યાગ કરવો જ વાંચ્છનીય છે.

(૫) **વિહાર:** સુવા, ઉઠવા, બેસવાનો વિચાર કરવો જોઇએ. ભોજન કર્યા બાદ બે કલાકનો અંતર રાખવો જોઇએ. તેમજ પાણી પીધા પછી ૦॥ કલાક ફરવું જોઇએ પછી સુવું જોઇએ. સ્વચ્છ હવામાં ભ્રમણ આવશ્યક છે.

(૬) **સ્નાન:** ઠંડા પાણીથી સ્નાન કરવું જોઇએ. એમાં ઘણા ગુણ છે. શરીરમાં સ્ફૂર્તિ, સહનશીલતા અને વિદ્યુત્ શક્તિમાં વધારો થાય છે.

(૭) **શયન:** સુવાનું સ્થાન પવિત્ર અને હવાવાળું હોવું જોઈએ. બિસ્તરો કઠણ હોવો જોઇએ. સુવા માટે લાકડાના ખાટલા વધારે ઉપયોગી સિદ્ધ થયા છે.

(૮) **વ્યાયામ:** શારિરીક વ્યાયામમાં–દણ્ડ, બેઠક, દોડ આદિ ઉપયોગી છે. આસનોના પ્રયોગ પણ ઘણો જ લાભ આપે છે. આસનોમાં શીર્ષાસન, પાદાંગુષ્ઠાસન, જાનુશિરાસન આદિ છે.

(૯) **સંગ:** ગંદિ વાતો થતી હોય ત્યાં ન ઉભા રહો. "સર આઇઝેક ન્યુટને" પોતાના મિત્રની મૈત્રી ત્યારથી તોડી કે જ્યારે તેણે તેને ગંદિ વાત કહી. ન્યુટને હંમેશને માટે તેને દૂર કર્યો. ગંદિ વાતોથી તમારા પર કુસંસ્કાર ન પડે તેથી તમારે એવાઓની સંગત છોડી દેવી જોઇએ. વાચન પણ એક સંગત છે. અતઃ ઉપન્યાસ આદિ બિભત્સ શ્રૃંગારયુકત પુસ્તકો તેમજ સિનેમા

આદિને છોડવાં જોઇએ. કામવાસનાથી યુક્ત બનીને સ્ત્રીઓનું દર્શન તેમજ યોગ્ય ઉમ્મરની કન્યાનો સ્પર્શ પણ ત્યાજ્ય છે.

(૧૦) **બીડી અને ચાહ :** વિદ્યાર્થીઓમાં બીડી તેમજ સિગરેટનો ઘણો જ પ્રચાર છે. સાથે ચહાનો પણ શોખ હોય છે. આજે તો કેવળ એ જ સંકેત કરૂં છું કે એ માદક તેમજ ઝેરી પદાર્થ છે. અતઃ એનો ત્યાગ આવશ્યક છે.

## સમાજને સૂચના.

**અધ્યાપકોનું કર્તવ્ય છે** કે પોતાના વિદ્યાર્થીઓને સમય સમય પર બ્રહ્મચર્યનો ઉપદેશ આપે. તેમને કોઇ પણ પ્રકારથી સમજાવે.

**માતાપિતાએ સમજવું જોઇએ** કે પોતાના બાળકો સામે કોઇ પણ પ્રકારની એવી ચેષ્ટા ન કરે કે જેથી તેના બ્રહ્મચર્ય વ્રતમાં બાધ આવે અને જો તે ખરાબ સંગતિમાં ફરતો હોય તો તેને બચાવે.

**મનુષ્ય સમાજ**માં આ એક અનુચિત વિચારનો પ્રચાર થયો છે કે દેશ, જાતિ વા ધર્મનું કાર્ય કરનાર મનુષ્ય દુરાચારી હોય તો પણ લોકો તેની ઉપેક્ષા કરતા નથી, તેના પર ધ્યાન આપતા નથી. તેના આ સૌથી મોટા દુર્ગુણને નભાવી લે છે. આવા વિચારો સમાજને માટે હાનિકર છે. વળી કેટલાક લોકો તો દુરાચારી હોય તો તેને કહે છે કે "જુઓ, કેવો ચાલાક છે? તેણે અમુકને ભ્રષ્ટ કર્યો, તેનું શિયળ લૂટયું." આવા મનુષ્યોને ભ્રષ્ટ અને નિકૃષ્ટ માનવા જોઇએ. ગાળો બોલવી એ પણ પ્રથા પડેલી છે એનો પણ વિનાશ કરવો જોઇએ.

પ્રિય બંધુઓ ! મહાન્ બનવા માટે બ્રહ્મચર્યનું સેવન કરો. એના સેવનથી મહાન્ બનશો. મહાન્ બની દેશ, જાતિ અને ધર્મની રક્ષા કરો. તમારી પાસે તમારા અધ્યાપકો, તેમજ માતા પિતા અને સભ્ય પુરુષોએ એ જ આશા રાખી છે.

# राष्ट्रीय प्रार्थना



ओ३म् आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम्। आ राष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायताम्। दोग्ध्री धेनुर्वोढाऽनड्वानाशुः सप्तिःपुरन्धि-र्योषा जिष्णू रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायताम्। निकामे निकामे नः पर्जन्यो वर्षतु, फलवत्यो न ओषधयः पच्यन्ताम्। योगक्षेमो नः कल्पताम्।

यजु० २२। २२॥

हे जगदीश दयालु ब्रह्म प्रभु सुनिये विनय हमारी,
हों ब्राह्मण उत्पन्न देश में, धर्म कर्म व्रत धारी।
क्षत्रिय हों रणधीर महारथि धनुर्वेद अधिकारी,
धेनु दूध वाली हों सुंदर, वृषभ तुंग बलधारी।
हों तुरंग गति चपल अंगना हों स्वरूप गुणवाली,
विजयी रथी पुत्र जनपद के रत्न तेज बलशाली।
जब ही जब हम करें कामना जलधर जल बरसावें,
फलें पकें बहु सुन्दर वनस्पति योगक्षेम सब पावें।



# બ્રહ્મચર્યનો મહિમા

## આચાર્ય અને રાજપુરુષ બ્રહ્મચારી હોવા જોઇએ

**आचार्यो ब्रह्मचारी ब्रह्मचारी प्रजापतिः ।**
**प्रजापति र्विराजति विराडिन्द्रो भवेद्वशी ॥**

રાષ્ટ્રમાં બધા અધ્યાપકો અને રાજકર્મચારીઓ * બ્રહ્મચારી હોવા જોઇએ. યોગ્ય પ્રકારથી (પુત્રવત્) પ્રજાનું પાલન કરનાર શોભાને પ્રાપ્ત થાય છે. જે જિતેન્દ્રિય રાજપુરુષ હશે તે ઇન્દ્ર કહેવાશે.

**ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति ।**
**आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥**

રાષ્ટ્રનો અધિકારી બ્રહ્મચર્ય–વિદ્યાધ્યયન અને વીર્ય સંરક્ષણ રૂપ તપ દ્વારા રાજ્યની રક્ષા કરે છે. આચાર્ય બ્રહ્મચારી વિદ્યાર્થીને ચાહે છે.

## બ્રહ્મચર્ય એજ અમરજીવન

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमपाघ्नत ।**
**इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यो स्वरा भरत ॥**

દેવો પણ બ્રહ્મચર્યના તપથી મૃત્યુને દૂર કરી અમર થયા છે. બ્રહ્મચર્યના બળથી ઇન્દ્ર–જીવાત્મા ઇન્દ્રિયોને તેજસ્વી બનાવે છે.

## કન્યાઓને બ્રહ્મચર્યનું પાલન

**ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।**
**अनड्वान् ब्रह्मचर्येणाश्वो घासं जिगीर्षते ॥**

બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યા પછી કન્યા બ્રહ્મચારી યુવક પતિને પ્રાપ્ત કરે છે. બ્રહ્મચર્યના બળથી વૃષભ અને અશ્વ સંજ્ઞક પુરુષ ભોગ્ય પદાર્થોનો ભોગ કરે છે.

---

*જે ગૃહસ્થી સંયમપૂર્વક જીવન વ્યતીત કરે છે તે પણ બ્રહ્મચારી છે.

# આર્યસમાજના નિયમો

૧ સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિર્વિકાર, સર્વશકિતમાન્, ન્યાયકારી, દયાળુ, અનંત, અજન્મા, અનાદિ, અનુપમ, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્ત્તા છે; તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને સાંભળવું, સંભળાવવું એ સઘળા આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં ને અસત્ય છોડવામાં સદા તૈયાર રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ; પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

શ્રી. રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, આર્યનરોડ, આણંદમાં રણછોડભાઇ વહેરીભાઈ પટેલે પ્રકાશક માટે છાપ્યું. તા. ૧૧-૭-૪૦